

# પ્રબોધ રત્ન.

નાનાલાલ દેવશંકર વૈદ્ય.

# પ્રબોધરત્ન.

કચ્છના એક ખોજા મહાત્મા સાજનભક્તનાં કચ્છી ગુજરાતી
અને હિન્દી કાવ્યોનો એકત્ર સંગ્રહ.

કેટલાંક કાવ્યોનાં વિવરણ અને સાક્ષર શ્રીયુત તનસુખરામભાઈ
મનઃસુખરામ ત્રિપાઠીએ લખેલ પ્રસ્તાવના સાથે


સંગ્રહકર્તા,

**નાનાલાલ વિ. દેવશંકર વૈદ્ય.**

મુંદરા—કચ્છ.



પ્રકાશક,

**બંદાલીભાઇ હરમાલ મુરાજ,**

મુંદરા—કચ્છ.

ઈ. સ. ૧૯૧૮ સંવત ૧૯૭૫

( પ્રથમાવૃત્તિ પ્રત ૫૦૦ )

કિંમત આના બાર.



**શ્રીયુત્ શેઠ લઘુભાઈ અબદુલારામજી.**

જન્મ-સંવત્ ૧૯૫૦ ના પોષ. અવસાન-સંવત ૧૯૭૨ ના વૈશાક વદિ ૦))

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઇ.

# અર્પણપત્રિકા.



આ પુસ્તકનું પ્રકાશન જેમને અત્યંત પ્રિય

અને અભિલષિત હતું તે મમ પરમ

સ્નેહી સાધુ આત્મા સ્વર્ગસ્થ

શ્રીયુત લધુભાઈ અબ્દુલાભાઈ

રામજીને પરમ શાન્તિની

વાંચ્છના પૂર્વક

અર્પણ.

લી.

બંદાલી ઈસ્માલ મુરાજ.

# પ્રકાશકના બે બોલ.

વિશ્વેશ્વરનાં અચિંત્ય અને અગાધ સામર્થ્યનાં જ્ઞાનનો સ્વલ્પાંશ પણ કોણ જાણી શક્યું છે ? ઘડીઘડીએ પરિવર્તન પામતા સંજોગોનું ભાવી સ્વરૂપ કોણ જોઇ જાણી શકે છે ? આ પુસ્તકના પ્રકાશક તરીકે મારે નિમિત્ત થવાનો યોગ પણ એજ વિશ્વાત્માની અતર્ક્ય ઘટનાને યોગે ક્રમભાગ્યે બની આવ્યો છે.

આ પુસ્તક પ્રકાશવા સંબંધીની તમામ વ્યવસ્થા સ્વર્ગસ્થ શેઠ લધુ-ભાઇએ કરીજ મૂકી હતી. મુંબઇના એકાદ પ્રેસવાળાને પુસ્તક સોંપાયું પણ હતું, દરમ્યાન શેઠ લધુભાઇ બિમાર પડયા અને એજ બિમારીમાં એમનું શોકજનક અવસાન પરિણમ્યું.

કુદરતની ગતિ વિચિત્ર છે. જેમના દ્વારા આ પુસ્તકનું પ્રકાશન થવાનું હતું અને જેમના હાથથી આ બે બોલ લખાવાના હતા તેમનાંજ મર-ણની દુઃખદ નોંધ લેવાનો અને તેમનાં જીવનની ટૂંકી સ્મૃતિઓ આલેખ-વાનો શોકજનક સંયોગ પ્રાપ્ત થયો ! ! !

સાધુ મહાત્મા સાજનભક્તની કાવ્યપ્રસાદીનું પ્રકાશન એક દૃષ્ટિએ તેમના જેવા સાધુ આત્મા લધુભાઇ તરફથી થયું હોત તો બહુ ઉચિત હતું પણ ભવી પાસે નિરૂપાય.

સ્વર્ગસ્થ શેઠ લધુભાઇને આ પુસ્તક બહાર પાડવાનો ઘણો ઉમંગ હતો કચ્છ જેવા વિદ્યાવિમુખ અને પછાત મનાતા દેશમાં તત્ત્વજ્ઞાનના અટપટા વિચારોને પ્રકાશનારા જ્ઞાનીઓ થઇ ગયા છે એ જાણી એમનું સ્વદેશવા-ત્સલ્ય પૂર્ણ હૃદય સાભિમાન આનન્દ પામતું અને તેઓ તેનાં પ્રકાશન માટે પૂર્ણ ઔત્સુક્ય દર્શાવતા હતા.

પ્રસ્તુત વિષય પર આવતાં મારે જણાવવું જોઈએ કે ગુર્જરસાહિત્યના વિશાળ પ્રદેશના એક સ્વલ્પભાગને ખેડવાને કચ્છે કેટલાક જ્ઞાનીઓ, પંડિતો, કવિઓ કિંવા ભગવદ્‌ભક્તોને બહાર પાડયા છે. કચ્છ પ્રાન્ત અને કચ્છી ભાષા બીજા પ્રાન્ત અને બીજી ભાષાઓને મુકાબલે પછાત ગણાય છે એમાં તત્ત્વજ્ઞો તત્ત્વચિંતકો તત્ત્વજિજ્ઞાસુઓનો પ્રાદુર્ભાવ થયો હશે ઉન્નત અને ગહન વિચારો દર્શાવાયા હશે એમ ભાગ્યેજ કોઈ ધારી શકે. છતાં કચ્છમાં અને કચ્છી ભાષામાં તેવા મહાત્માઓ પ્રકટયા છે અને તેવા વિચારો સરળ રીતે દર્શાવાય છે. મહાત્મા સાજનભક્તનાં અહિં પ્રકટ કરેલાં પદો ઉપરાંત બીજાં પદો પણ અસ્તિત્વમાં હશે પરંતુ બનતા પ્રયત્ન કર્યા છતાં તે મલી શક્યાં નથી. અન્ય કોઇ સાહિત્યપ્રેમી સજ્જન એ દિશામાં પ્રયત્ન કરશે તો ઉપકાર થશે.

સાજન ભક્તનાં જીવન વૃત્તાન્તની સામગ્રીઓ મેળવવા પ્રયાસ કર્યો પરંતુ મળી શકી નથી, એટલે જે કાંઇ માહિતી મેળવી શકાઇ તે ઉપરથી તેમનાં જીવન સંબંધી લેખ આ પુસ્તક સાથે જોડી અમે ઋણ મુક્ત થઇએ છીએ એમનું સંપૂર્ણ જીવન બહાર પાડવા માટે કોઇ પ્રયાસ લેશે તો ખરેખર મોટો ઉપકાર થશે.

આ પુસ્તકમાંનાં પદોનું સંપાદન સંશોધન અને કેટલાંક પદોનું વિવેચન ભાઇ નાનાલાલ તરફથી કરવામાં આવ્યું છે. ઉપરાંત અમ જેવા સાહિત્યના અભ્યાસીઓને પ્રોત્સાહક અને આનન્દજનક વાત એ થઇ છે કે સાક્ષર વર્ય શ્રીયુત તનસુખરામભાઇની વિદ્વત્તા પૂર્ણ પ્રસ્તાવનાથી આ નાનાં સરખાં પુસ્તકને અલંકૃત કરવાનો સુયોગ મળી ગયો છે. બહુ કાર્યોના ભારથી ભારે થઇ પડેલા વ્યવસાયો અને શરીર પ્રકૃતિના મન્દતા છતાં એમણે કેવળ વિશુદ્ધ સાહિત્ય પ્રેમથી પ્રેરાઇ અહેતુક કૃપા દૃષ્ટિથી જે પરિશ્રમ લીધો છે તેના માટે શતશઃ ધન્યવાદ પૂર્વક તેમનો આભાર માનીએ છીએ અને આશા રાખીએ છીએ કે એથી આ સ્વલ્પ પ્રયાસ વિદ્વજ્જનોની પ્રીતિને પાત્ર નીવડશે.

આ કૃતિમાં ન્યૂનતાઓ રહી જવા પામી છે. તેમ અપૂર્ણતા અને ખામીઓ પણ હશે, છતાં આ પ્રયાસને જોઇ કોઇ સાહિત્યરસિક ભાઇ આવાં જુદા જુદા જુદા કચ્છી મહાત્માઓનાં જ્ઞાનપૂર્ણ પદો એકત્ર રૂપે

બહાર પાડે અને ધર્મ પ્રેમી જિજ્ઞાસુ તથા રસિકવર્ગને તેમની રૂચિને પોષક તત્ત્વ આમાંથી મલી રહે એમાં આ પુસ્તકનાં પ્રકાશનનું સાફલ્ય માન્યું છે.

આ પુસ્તક સંબંધી કઇ સૂચનાઓ અમને મળશે તો ઇશ્વરેચ્છાએ બીજી આવૃત્તિ બહાર પાડવાનો યોગ થશે તેનો યોગ્ય વિચાર કરવામાં આવશે.

બ્રહ્મચારી ઇશ્વરલાલ મુરાજ.

---

# સંવત્સરીને દીવસે.



( સોરઠા—રાગ કચ્છી કેરાયલ. )

વીત્યા મહીના બાર, દૃષ્ટિ પણ બા'રજ રહી:<br>
હૈયું બન્યું અચેત, મોહ્યો મોહમયી મહિં— ૧

ચડ્યું રંગેરગ ચેન, ભૂલ્યો ભાન શરીરનું;<br>
ખોલે હાવાં નેન, સુરતા તુજ સૂરત તણી— ૨

તૂટ્યા તાર તમામ, તુંબીએ તૂટી પડી;<br>
વિરમ્યું હૈયે ગાન, તાત કને કહેજે જરી— ૩

ઓ ! વ્હાલા મહેમાન, મહેમાની કીધી નથી;<br>
રહી અધૂરી હામ, અર્પું આજે અંજલિ— ૪

તુજ આતમની પાંખ, દિવ્ય સૂવર્ણું રાજતી;<br>
નિરખી ઠરતી આંખ, તે જ્યોતિર્મય તત્ત્વમાં— ૫

ઉંચા શુભ અભિલાષ, અમી નીગળતી આંખડા:<br>
તુજ મુખડાંનું હાસ્ય, ભૂલું ના કોદી સખા— ૬

પડ્યા ભવવગડે ધાડ, લુટારા લૂટી રહ્યા:<br>
કરજે તહિં પોકાર, બંધુ મુજ લૂટાય છે"— ૭

ઉઘડે અંતર આંખ, પ્રકટે પાંખો ઉડવા;<br>
ટળે આતમની ઝાંખ, તાત કને કે'જે જરી— ૮

ઘટમાં રમતા રામ, ઘટઘટમાં જ્યોતિર્જલે;
પગ લેછે રસધામ, ભાગ્યહીન ભાળે નહિ— ૯

એ રસભીના વીર, વીનવજે રસરાજને;
રસવર્ષા વરસાવ, ધરણી ધગધગતી પ્રભો— ૧૦

તુજ [illegible] બ્રહ્માંડ, સભર નિરંજનથી ભરી;
કાળચક્રની પાંખ, ઢોળે વાયુ રૈન દિન— ૧૧

મુરારિ લાલજી વ્યાસ.

# નિવાપાંજલિ.

---

### મન્દાક્રાન્તા.

બંધુ પૂરું જીવન મીઠડું ક્રૂર કાળે અકાળે,
સ્વપ્નાં જેવું હતું ન હતું એ હા થયું સ્વલ્પ કાળે;
જે દીવાથી રિઝવ્યું કુળ સૌ શોભતું લાગતું'તું,
હોલાયો તે વિધિ પણ અહો ભૂખે આવો હશે શું ? !  ૧

બંધુ વ્હાલા, હૃદયગુણથી પ્રિય સૌને હતો તું,
ભાંગ્યાં તૂટ્યાં અમજીવનનું સ્થાન આરામનું તું;
સૌજન્યેને સરળહૃદયે ઉર ઉદારતાએ,
દીપાવ્યું તેં જીવન; જન તો આજ સર્વે રુએ રે.  ૨

વાક્કાયાને પુનિતહૃદયે પુણ્યકર્મો કર્યાં તેં,
ને સંતોષ્યાં પ્રિયજન સહુ ઉગ્ર હા આત્મભોગે;
કેવી તારી વિનીત મનની ધર્મ્ય ઊંચી મહેચ્છા !
કેવી તારી સમજણ ભરી સાત્વિકી ધર્મનિષ્ઠા.  ૩

કેવો હોંસે મુજ ઘર અહો દોડતો આવતો તું,
વિદ્વદ્ગોષ્ઠિ રસિક કરીને અંતરે રાચતો શું !
મારાં ઓછાં અનુભવ અને જ્ઞાન તેં શ્રેષ્ઠ માન્યાં,
જેવાં તેવાં પણ બહુ કરી રંકનાં કાર્ય માન્યાં–  ૪

ન્હોતું જાણ્યું જીવન મધુરૂં આમ ટૂંકાઇ જાશે,
ન્હોતું જાણ્યું દુખમય બધા સ્નેહના બંધ થાશે,
ન્હોતું જાણ્યું જીવનવનના માર્ગ સૌ ઘોર થાશે,
રે રે જાણી ન કંઇ વિધિની વંચનાએ જરાએ. ૫

રે રે વ્હાલા અતિથિ નથી મેં કાંઇ આતિથ્ય કીધું,
જોયું જાણ્યું સુખ અનુભવ્યું એ થયું સ્વપ્ન જેવું;
ના પુરાયા વિવિધ મનના કોડ: શું શું કહેવું ?
પ્રભ્વિચ્છાનું અનુસરણ એ મૌન રાખી રહેવું. ૬

ભારે માયા ન જરી મમતા મારતાંએ મરે છે,
જાણું તોએ હૃદય અનુશોચે અહોહો બળે છે;
તોએ ત્હારાં સુકૃત નિરખી ઊઘડે જ્ઞાન દૃષ્ટિ,
બંધાઇ છે ચર અચર સૌ કર્મસૂત્રેજ સૃષ્ટિ. ૭

સંસારે આ વિધિવિવશતા પ્રાણી સૌને લખી છે,
શાન્તિકરૂં સ્થળ અચળ તો તત્ત્વનિષ્ઠા કહી છે;
નિષ્ઠા ક્યાંથી ? પણ જરી કરી દૃષ્ટિ એ તત્ત્વચેં ને;
અર્પું બંધુ ત્રુટિતચિતથી આ નિવાપાંજલિને. ૮

# શેઠ લધુભાઈ અબ્દુલ્લાનાં જીવનની

# ટૂંક સ્મૃતિ.



Torry a while O. Death. I cannot die,
With all my blossoming hopes unharvested;
My joys nngarnered all my songs unsung,
And all my tears unshed.

**ભાવાર્થ:**—રે મૃત્યુ થોડીવાર થોભ; મારી ખીલતી આશાઓનો બધો પાક લણ્યા પહેલાં, મારા આનન્દ કોઠારમાં લાવીને ભર્યા પહેલાં, મારા બધાં ગીત ગાયા પહેલાં અને મારાં બધાં આંસુ પાડયા પહેલાં મારાથી મરી શકાય નહિ.

(સરોજિની નેડુ)

મૃત્યુ પાસે આવી યાચના કોણ નહિ કરતું હોય? જીવન માટે ઉત્કંઠા હોવી એ સ્વાભાવિક છે એટલુંજ નહિ પણ ધર્મ્ય છે. શ્રુતિ ઉપદેશે છે કે:--

**कुर्वन्नेवेह कर्माणि जिजीविषेत् शतं समाः ॥**

કર્મ કરતાં સો વર્ષ જીવવાની ઇચ્છા રાખવી. ક્ષુદ્ર વિષય વાસનાઓ, ક્ષુલ્લક સ્વાર્થો અને ઇન્દ્રિયોની તૃષ્ણાથી પ્રેરાઇને નહિ પણ પરાર્થ, ધર્મ તેમજ આત્મકલ્યાણઅર્થે નિષ્કામ ભાવનાથી પ્રેરાઇને રખાતી જીવન-ઇચ્છા ધર્મ્ય છે. સદ્ગત લધુભાઇના સંબંધમાં એમનું કુટુમ્બ, કુટુમ્બી વર્ગ તેમજ વખાર વેપાર વગેરેની પરિસ્થિતિ, એમનું પોતાનું વયઃ એ સર્વેનો

વિચાર કરીએ તો ઉપરનાં કાવ્યના પ્રતિધ્વનિરૂપ કંઇક ઉદ્ગાર સહેજ નીકળી જાય એમ છે. જીવન ઇચ્છાના ઉચ્ચ પ્રેરક હેતુઓનો વિચાર જરા મૂકી દઇએ અને સામાન્ય દૃષ્ટિથી જોઇએ તો સ્પષ્ટ જણાઇ આવે છે કે એમની પોતાની તેમજ એમનાં કુટુમ્બીઓની અનેક ખીલતી આશાઓના પાકને પરિપૂર્ણતા પામવાની બાકી હતી, એમના આનન્દના કોઠાર ભરવાની હજી તો મન્દ શરૂઆતજ હતી, અનેક હર્ષ શોકનાં ગીત ગાવાં બાકી હતાં, એમને અને એમનાં કુટુમ્બીઓને પ્રભાત થવાનાં મીઠાં સ્વપ્નાં આવતાં હતાં પણ એટલામાં **हाहन्तहन्त नलिनीं गज उज्जहार**§ ॥ કાળ રૂપી હાથી એ કમળનેજ હરી ચાલતો થઇ ગયો ખરેખર • મૃત્યુ કઠોર અને નમેરો લૂટારો-ધાડપાડુ છે. એને કોઇની દેહેશત નથી, એ કોઇનો ગાંજ્યો જાય એમ નથી, કોઇની સ્થિતિનો વિચાર કરીને કે યાચનાનો સ્વીકાર કરીને એ પોતાનો ઠરાવ ફેરવે એવો નથી. મનુષ્ય વિચારો કરે, આશાઓ બાંધે, યોજનાઓ ઘડે પણ સંજોગ ઘડવા એના હાથમાં નથી, એ વિચારો, એ આશાઓ અને એ યોજનાઓનાં ફળ ધાર્યાં ઉતારવાં એ એની સત્તાની બહારની વાત છે. ખરૂંજ કહેવાયું છે કે Duties are ours events are God's.

એ મૃત્યુ તે શું અને શા માટે હોવું જોઇએ ? આ અને એવા બીજા પ્રશ્નોનું ચિંતન સર્વ દેશમાં બહુ જુના કાળથી થતું આવ્યું છે, સામાન્ય દૃષ્ટિથી જોતાં જે જે કાંઇ અનિષ્ટ, અહિત, અપ્રિય અને ભયંકર હોય તે સર્વનાં મૂળ રૂપ તે એ મૃત્યુ છે એમ મનાય છે. એના અભેદ્ય કાળા પડદાની પાછળ ગએલી વ્યક્તિનાં દર્શન ફરીને કોટિ ઉપાયે પણ થતાં નથી.

---

§ આ કાવ્ય બહુ અર્થ ભર્યું છે.

**रात्रिर्गमिष्यति भविष्यति सुप्रभातम्**
**भास्वानुदेष्यति हसिष्यति पंकजश्रीः ।**
**इत्येव चिंतयति कोशगते द्विरेफे**
**हा हन्तहन्त नलिनीं गज उज्जहार ॥**

કમળદળમાં પૂરાયલો ભ્રમર વિચાર કરે છે. "રાત્રી વીતી જશે, સુપ્રભાત થશે, સૂર્ય ઉગશે અને કમળ ખીલશે" આમ ચિંતન કરેછે એટલામાં તો એક હાથી એ કમળને તોડી ઉપાડી ગયો.

આ નજરે જોતાં જગતમાં અન્યાય અને અવ્યવસ્થા પ્રવર્તતાં હોય એમ જણાય છે. મૃત્યુ મહા ત્રાસદાયક છે. એના વિચારમાત્રથી માણસ કંપી ઊઠે છે. પણ વિવેક દૃષ્ટિએ જોતાં મૃત્યુ કેવલ અંધકારમય કે અનિષ્ટનાં આદિ સ્થાન રૂપ નથી, પરંતુ મનુજાતમાનાં કલ્યાણ અર્થે યોજાયલી એક ઇશ્વરી ઘટના છે, સનાતન જીવન સિંધુના એક બુદ્દબુદ્દ જેવું છે જીવાત્માની ઉન્નતિ અને વૃદ્ધિ અર્થે નકામાં થઇ પડેલાં સ્થૂલ દેહનો જ ભંગ છે, એક રૂપ નકામાં જેવું થતાં તેના ત્યાગ પૂર્વક નવાં અનુકૂલ પડતાં રૂપનું ગ્રહણ માત્ર છે, અવસ્થાન્તર છે, વિકાસ ક્રમનું એક પગથીઉં છે, પરમાત્માની એક વિભૂતિ છે, શ્રીમદ્ ભગવદ્ગીતામાં શ્રી કૃષ્ણ ભગવાન કહે છે કે—

**मृत्युः सर्वहरश्चाह मुद्भवश्च भविष्यताम् ॥**

સર્વને હરી લેનાર મૃત્યુ હું છું તેમજ થનાર પ્રાણીઓનું ઉદ્દભવ સ્થાન પણ હું જ છું. આમ દૃઢ થાય છે ત્યારે મૃત્યુનો ત્રાસ એટલો બધો રહેતો નથી. સ્નેહ, અહંતા, મમતા, અશક્તિ અને સ્વાર્થ, માની લીધેલા સંબંધો એજ શોક કરાવે છે, અને મૃત્યુની ભયંકરતા અનુભવાવે છે વાસ્ત વિક રીતે જોતાં મૃત્યુ અને દુઃખ વિશ્વ વ્યવસ્થામાં અસ્થાને કે નિષ્પ્રયો-જન નથી, તત્ત્વજ્ઞાનનાં રહસ્યો એજ ખોલે છે ખરી વસ્તુસ્થિતિનું ભાન પણ એજ કરાવે છે. પરમશ્રેયને માર્ગે પણ એજ ચઢાવે છે. જે કામ શાસ્ત્રો અને ગુરૂઓથી નથી બનતું તે મૃત્યુ સહેજમાં કરાવે છે અને એટલા જ માટે કઠોપનિષતમાં નચિકેતા યમરાજને કહે છે કેઃ—

**वक्ता चास्यत्वादृगन्यो नलभ्यः ॥**

તારા જેવો આ તત્ત્વજ્ઞાનનો વક્તા અન્ય કોઇ મલી શકે એમ નથી. વ્યાવહારિક દૃષ્ટિએ વિચારતાં પણ જણાય છે કે માણસની ખરી કીમત મૃત્યુ જ આંકે છે. માણસના ગુણો અને કામોની કદર એ કરાવે છે તેવી તેના જીવનકાળમાં થતી નથી આમ મૃત્યુનું સ્વરૂપ યથાવત્ સમજાય છે ત્યારે તેની કરાળ અને ભયાનક દાઢોમાં પરમાત્માનાં સૌમ્ય સ્વરૂપનું દર્શન થાય છે. અને વ્યથા વિમૂઢતા તથા ભય માત્ર દૂર થાય છે. પરંતુ આ સ્થળ તેવા વિચારો કરવાનું નથી, તેમ મરનારના મૃત્યુનો હૃદયવેધક શોક

પણ અહિં અપ્રાસંગિક છે. જો મૃત્યુ અપરિહાર્ય છે, નક્કી છે, ઇશ્વરી ઘટના છે અને વળી મનુજાતમાના વિકાસ અને વૃદ્ધિનું આવશ્યક દ્વાર છે તો તન્નિમિત્ત શોક નિષ્ફળ હોઇ હવે તો મરનારનાં ટૂંકાં અતિ ટૂંકાં અને અલ્પ વિસ્તારવાળાં પણ સાધુ જીવનનાં ટૂંકાં સ્મરણની નોંધ લઇ તેમાંથી ફલિત થતો બોધ ગાંઠે બાંધવો એજ ઉચિત છે.

આરંભમાં જણાવી દેવું જરૂરનું છે કે આ લેખ કંઇ પ્રસિદ્ધ અર્થે કે સ્તુતિગાન અર્થે યોજાયો નથી. સંસારમાં કોઇ ભારે પરાક્રમ કર્યું હોય તેવા મહા પુરૂષોનાં જીવન ચિત્રો પ્રથમ દૃષ્ટિએ જ લોકોપકારક હોય છે. આ લેખની વિષયભુત વ્યક્તિનાં જીવનમાં ઐહિક પરાક્રમ હતું નહિ, હોય પણ શું ? બીજાવસ્થામાં જ જીવન ટુંકાઇ ગયું તેમાં એવાં પરાક્રમો વિરલ હોય છે. એટલે તે દેખાડવાનો અહિં ઉપક્રમ પણ નથી. પરાક્રમ સિદ્ધ થવાનું સંયોગબળને અધિન છે, અને તે ઉપર રહેલી કીર્તિનું પણ તેમજ છે. આવાં પરાક્રમો જેમણે સિદ્ધ કર્યાં હોય તેવા મહા પુરૂષોનાં જીવન ચરિતો પ્રસિદ્ધ થાય છે અને થવાં જોઇએ. પણ તેથી કાંઇ એવાં પરાક્રમો કરવાના સંયોગો જેમને મળી શક્યા નથી છતાં જેઓએ શક્તિ સામર્થ્ય અને અનુકૂળતાઓ મળ્યા છતાં ભોગવિલાસની વાસનાઓથી દૂર રહી સરળ અને સાદું જીવન ગાળ્યું હોય તેમનાં જીવનનાં સ્મરણોની નોંધ પ્રસિદ્ધિને અયોગ્ય છે એમ સિદ્ધ થઇ શકે નહિ. એવી નોંધોમાં પણ જો ઔચિત્ય જળવાય તો ઘણી રીતે લોકોપકારનાં બીજો વેરાએલાં હોય છે જ. આ લઘુ લેખ યોજવામાં વલી મુખ્ય પ્રયોજન તો એ છે કે એથી સમાનવૃત્તિ સ્થિતિ અને દુ:ખવાળાં બંધુ બગિનીઓને સમાશ્વાસન, સંતોષ અને બોધ મળે. આ લેખમાં શ્રીયુત લઘુભાઇનાં જીવનનાં તમામ સ્મરણો સવિસ્તર પ્રકટ કરવાનું ઇષ્ટ ધાર્યું નથી, અમુક મર્યાદાઓ સ્વીકારી તેમાં રહીને એ પ્રસંગો વિલોકવામાં આવ્યા છે, કેમકે આ કંઇ ખાસ તેમનાં જીવનચરિતનો ગ્રંથ નથી.

શેઠ લઘુભાઇનો જન્મ કચ્છ મુદ્દરામાં સંવત્ ૧૯૫૦ ના પોષ માસમાં થયો હતો. એમના માતૃપક્ષ સંબંધમાં વિશેષ જાણવા જેવું ઓછું છે. એમનાં માતાજી ભાણુબાઇ[1] કેવાં ભલાં ભોળાં ધર્મપ્રેમી અને નિખાલસ હૃદયનાં છે તે તો તેમના સહેજ પણ સંબંધમાં આવનારને જણાઇ રહે તેમ છે.

---

૧ આ બાઈ થોડા માસપર સ્વર્ગવાસી થએલ છે.

સાદાઇ નિરભિમાન, દયા, ઉદારતા, જાતની પણ દરકાર ન રાખતાં અન્ય જનોનાં મન રાખવાની તત્પરતા ભલાઇ આદિ નિષ્કલંક હૃદયના ગુણોનો થોડો ઘણો વારસો લધુભાઇને એમનાં માતા તરફથી મળ્યો હતો એમ વાસ્તવિક રીતે કહી શકાય. મર્હૂમના પિતૃપક્ષ સંબંધે જાણવા જેવું ઘણું છે પણ તે આ લેખનું જે સ્વરૂપ સ્વીકાર્યું છે તેની મર્યાદાથી બહાર જતું હોઇ અહિં વિસ્તાર્યું નથી. ટૂંકમાં એટલુંજ કે દાતુ ડોસાણીના સાત પુત્રો પૈકી સૌથી મ્હોટા પુત્ર સુરાજભાઇએ આ કુટુમ્બને પ્રસિદ્ધ પ્રતિષ્ઠિત અને સુસમૃદ્ધ કર્યું છે; નામદારશ્રી આગાખાન તરફથી તેમને કામડીઆની પદવી મલી હતી; નાતની તેમણે એવી સેવાઓ બજાવી છે કે મુંદરાની ખોજા જ્ઞાતિના ઇતિહાસમાં એ ઉચ્ચ સ્થાન ભોગવે છે. વેપાર જમાવવાની કુનેહ પણ તેમનામાં બહુ સારી હતી, દેશાવરોમાં તેમણે પેઢીઓ ખોલી હતી; અને આજ પણ તેમનેજ નામે મુંદરાની પેઢી ચાલે છે. લધુભાઇના પિતા અબ્દુલ્લાભાઇ તથા પિતામહ રામજીભાઇ પણ કુશળ, સાહસિક, ધર્મચુસ્ત અને વહેવાર નિપુણ હતા. અબ્દુલ્લાભાઇને સાહિત્યનાં વાચનનો શોખ હતો; દુઃખીઓનાં દુઃખ જોઇ તેમનું હૃદય પીગળી જતું. પરોપકાર કરતા, અને કોઇનું પણ દિલ કચવાઇ જાય નહિ તે માટે કાળજી રાખતા, તેમની બુદ્ધિ શક્તિ ઘણી તેજસ્વી હતી. અબ્દુલ્લાભાઇને છ પુત્રો થએલા હતા. જેમાંથી પાંચ નાની વયમાંજ ગુજરી ગયા હતા. પુત્ર પ્રાપ્તિ માટે તલસતાં શ્રીમાન્ અને સાધન સંપન્ન કુટુમ્બમાં લધુભાઇનો જન્મ થયો હતો એટલે તેમનાં પાલન પોષણમાં તેમજ લાડ લડાવવામાં કંઇ મણા રહે નહિ એ દેખીતું છે. તેઓ કંઇક નાજૂક પ્રકૃતિના પણ સારી કાન્તિવાળા હતા.

ઉચ્ચ કુલમાં અને ગર્ભશ્રીમન્ત સ્થિતિમાં જન્મવું અને ઉછરવું એથી અનેક લાભ છે એ ખરૂં તથાપિ આ જગતની સર્વ સ્થિતિમાં લાભ હાનિ ઉભય રહેલાં છે. અંતઃકરણ રસાળ બને છે, મન ઉચ્ચ થાય છે, ચિત્ત અતિ સ્વાર્થી થતું નથી અને કૂળનું અભિમાન હલકા રસ્તાએ વળવા દેતું નથી, બહારનો દેખાવ આકર્ષક અને મોહક બને છે, આચાર અને મર્યાદા પણ જળવાય છે. આમ સંપત્તિમાન કુટુમ્બમાં ઉછરવાના લાભ અનાયાસે જ મળે છે એ ખરૂં છે તો પણ ઉદ્યોગ અને વિદ્યાનો સંયોગ તે સાથે ન હોય તો એવા લાભ ન મળતાં ઉલટી હાનિ થાય છે, તેવાં મનુષ્યનું મન શરીર બંને નકામાં પડી જાય છે. કેવળ ધનનીજ અનુકૂળતા કે અધિકારની અનુકૂળતાવાળાં પણ સત્સંસ્કાર, વિદ્યા અને ઉદ્યોગના પ્રતાપથી હીન એવાં શ્રીમાન

કે અધિકારી કુટુમ્બોનાં છોકરાં વાતવાતમાં પરાશ્રયી, પરોપજીવી, આળસુ, પ્રમાદી અને જડ અતિ લાલસાવાળાં, સ્વચ્છંદી, ભુંજયો પાપડ પણ ભાંગી ન શકે એવાં દુબળાં અને માંદલાં હોય છે એ અવલોકન કરનારને સમજાવવું પડે તેમ નથી.

શ્રીમાન લધુભાઇની ઉછરવાની ઘટના કંઇ જુદીજ રીતે થઇ હતી અને તેને પરિણામે એવી સ્થિતિમાં ઉછરવાનાં લાભહાનિ બંને તેમને થયાં હતાં. તેમના કેટલાક ઉંચા ગુણો, ટેવો અને રીતભાતો માટે ખાસ તેમના પૂર્વ સંસ્કારને અને અદૃષ્ટને કારણરૂપ માની શકાય છે. આનુવંશિક સંસ્કારો તેમજ તેમના પોતાના વર્તમાન પ્રયત્નોની અસર પણ તેમનાં વ્યક્તિત્વમાં જણાઇ આવતાં હતાં. તેમના પિતા અબ્દુલ્લાભાઇ તેમને અગીઆર વર્ષના મૂકી સ્વર્ગવાસી થયા હતા અને ત્યાર પછી થોડીજ મુદ્દતે પિતામહ રામજીભાઇ ગત થયા હતા. આવી રીતે તેઓ બહુ નાની અવસ્થામાંજ એકલા પડયા આખાં કુટુમ્બમાં પુરૂષ વર્ગમાં કેવળ લધુભાઇજ હતા. આ સ્થિતિ તેમનાં શિક્ષણની પ્રગતિમાં મોટા અંતરાયરૂપ નીવડી. તેમના પિતાને કેળવણીની કીંમત બહુ જણાતી એટલે તેમની કેળવણીની પાછળ ઘણું ખર્ચ કરવામાં આવ્યું હતું—જેટલું તેમની સ્થિતિના શ્રીમન્ત વર્ગમાંથી કોઇજ કરે. અબ્દુલ્લાભાઇ પુત્રને વિદ્યાવાન જોવાને બહુ આતુર હતા એટલે વિદ્યા મેળવવાનાં તમામ સાધનો પૂરાં પાડવામાં જરા પણ આનાકાની કરતા નહિ— એમના માટે ખાનગી શિક્ષણની ગોઠવણ પ્રથમથી તે છેવટ સુધી રહી હતી અને સ્કૂલમાં પણ જતા. એ ખર્ચ એ હોંસ અને એ સાધનોની પુષ્કળતાનાં પ્રમાણમાં પોતાનું પ્રાથમિક શિક્ષણ સંતોષકારક નહતું એમ તેઓ પોતેજ પાછળથી જણાવતા. પરિસ્થિતિનું બળ સુવ્યવસ્થિત અને નિયમિત શિક્ષણનો અભાવ બાળપણમાં રહેતું સ્વાભાવિક અજ્ઞાન અને નાજુક તબીયત એ સર્વેની અસરને લીધે આવશ્યક એવા ગુણો ઓછા ખીલે અને કેટલીક શક્તિઓ અચેત પડી રહે એ દેખાતુંજ છે. એકંદર છએક ખાનગી શિક્ષકોના સહવાસમાં એ આવ્યા હતા અને તેમના સહવાસના જુદા જુદા લાભ તેમણે મેળવ્યા હતા. સ્કૂલનું ધોરણસર શિક્ષણ તેઓએ અંગ્રેજી ચોથાં ધોરણ સુધીનું લીધું હતું. તે વખતે મુંદરામાં એથી વધારે શીખવાની સગવડ ન હોવાથી તેઓ ગોંડળ અને મુંબઇ જવા તૈયાર થયા હતા. અને જાતે ત્યાં જઇને સર્વ વ્યવસ્થા જોઇ આવ્યા હતા પરંતુ કૌટુમ્બિક અડ-

અડચણોને લીધે ત્યાં રહી શકાયું નહિ. તો પણ જ્ઞાન અને શક્તિ મેળવવાની તથા આત્મસુધારણા કરવાની ઉત્કટ ઇચ્છાને લીધે ખાનગી અભ્યાસ તો જારીજ રાખ્યો હતો. જ્યારથી પોતે સ્વતંત્ર રીતે વિચાર કરતા થયા અને પોતાની વાસ્તવિક સ્થિતિ સમજવા લાગ્યા ત્યારથી તેમને પોતાની અપૂર્ણતા જણાવા લાગી અને તેને ટાળવાની ઝંખના જાગી. દૈવયોગે અંગ્રેજીનું સારૂં જ્ઞાન ધરાવતા માસ્તરો મિ. રામૈયા અને મિ. પ્રભાશંકર હરિશંકર વ્યાસનો યોગ થયો અને અંગ્રેજી જ્ઞાનમાં આગળ વધાયું: આગબોટની એજન્સીનાં કામને અંગે અંગ્રેજી પત્રવ્યવહાર ચાલતો હોવાથી તેમજ સંગોપાત અંગ્રેજ ગૃહસ્થોના પરિચયમાં આવવું થતું હોવાથી એ જ્ઞાનમાં અનુભવસિદ્ધ વધારો થતો.

વ્યાપારી શિક્ષણ મેળવવાની પોતાને જરૂર છે એમ જાણી તેઓ મુંબઇમા દાવર્સ કોલેજમાં જોડાયા હતા પરંતુ પુત્રવત્સલ માતાના આગ્રહને લીધે એ અભ્યાસ અખંડ જારી ન રહ્યો-તો જો કે મુંદરામાં એના અભ્યાસક્રમનાં પુસ્તકો વાંચવાનું ચાલુ રાખ્યું હતું. પોતાની કેળવણી અપૂર્ણ અને ખામીવાળી છે એમ તેઓ પોતે કહેતા અને તે માટે ભારે શોક દર્શાવતા.

એમની પાંચ બહેનોમાંથી હાલ બે વિદ્યમાન છે. સકીનાબાઇ અને ફાતમાબાઇ. બ્હેન સકીના બાઇને ધર્મનો—વેદાન્ત ધર્મનો, અને સાહિત્યનો સારો શોખ છે. કંઇક સંસ્કૃત પણ જાણે છે, ગીતા પંચદશી અને યોગવસિષ્ઠ જેવા ગ્રંથો સમજી શકે છે, ગુજરાતી માન્ય સાક્ષરોના લગભગ તમામ ગ્રંથો, સરસ્વતી, મહાકાલ, પ્રાતઃકાળ જેવાં માસિકો તેમને ત્યાંથી નીકળી શકે. તેઓ વખતે વખતે કવિતાઓ પણ માસિકોમાં મોકલે છે. બ્હેન ફાતમાબાઇ સાધારણ ભણેલ છે પણ ખાસ કરીને ધર્મ ઉપર તેમને શ્રદ્ધા ઘણી છે. શોકજનક અસંતોષપ્રદ વાત એ છે કે તેઓ બંને વૈધવ્ય દશામાં છે. બ્હેન સકીનાબાઇના પતિ શ્રીયુત કરમાલી મેઘજી પટેલ જે મુંબઇમાં વસતા હતા તેઓ સને ૧૯૦૭ ના મે માસની પહેલી તારીખે ગાડીના અકસ્માતથી ગત થયા. પાછળ બે પુત્રો અને એક પુત્રી મૂકતા ગયા. બ્હેન ફાતમાબાઇના પતિ શેઠ કાસમઅલીભાઇ પણ પાછળથી સ્વર્ગવાસી થયા: તેમને કંઇ સંતાન ન રહ્યું. આ મરણોથી લધુભાઇનાં હૃદયને ભારે આઘાત લાગ્યો. આ ભાઇ બ્હેનો વચ્ચે ઘણો પ્રેમ હતો. આ સુશીલ નિર્દોષ સાહિત્યરસિક

અને ધર્મનિષ્ઠ બ્હેનોના સહવાસના લાભ એમનાં જીવનના પ્રત્યેક વિભાગમાં થોડા કે ઘણા અંશમાં દેખાઇ આવતા હતા.

આ લેખક સાથે તેમને પરિચય હતો. આ પુસ્તકના પ્રકાશક શ્રીયુત બંદાલીભાઇ સાથે તેમને અતિ નિકટ સ્નેહ સંબંધ હતો. આમ બ્હેનો અને બીજા સાહિત્ય રસિક સ્નેહી સંબંધીઓની સંગતિને લીધે તેમનામાં સાહિત્યનાં પુસ્તકો વાંચવાનો શોખ જાગ્યો હતો. શાળાની કેળવણીની અધુરાશનો બદલો આ રસ્તેથી ઠીક વળ્યો.

પુસ્તક વાંચન, સાક્ષર સમાગમ, વિદ્વચ્ચર્ચા સુધારો અને વેદાન્ત એ એમના પ્રિય વિષયો હતા. પોતાનાં ટૂંકાં જીવનમાં પણ તેમણે કેટલાક સારા વિદ્વાનોનાં દર્શન અને સહવાસનો લાભ મેળવ્યો હતો.

પોતે મુંબઇથી બ્હેનને કાગળો લખતાં તેમાં પણ સાહિત્યના વિષયો અને સાક્ષરો સંબંધી ઘણું લખતા મુંબઇમાં શ્રીયુત માસ્તર શામજીભાઇ પાસે જતા અને વેદાન્તની વાતો સાંભળતા.

ગુજરાતી કવિતાનાં સાહિત્યમાં કલાપીની કવિતાઓ તેમજ શ્રીયુત કવિ નાનાલાલભાઇની નવીન પદ્ધતિની કવિતાઓ તેમને પ્રિય હતી, જયા જયન્તને બહુ વખાણતા. શ્રીયુત મણિલાલભાઇ, ગોવર્ધનરામભાઇ તેમજ શ્રેયઃ સાધક અધિકારી વર્ગવાળા રા. છોટાલાલભાઇ એમના ગદ્ય લેખો તેમને પસંદ હતા. સ્વામી વિવેકાનન્દ અને સ્વામી રામતીર્થનાં પુસ્તકો ઉપર તેમનો ભક્તિભાવ હતો. આવી રીતે પુસ્તક વાંચન વિદ્વત્સમાગમ અને ઉચ્ચ વિષયોની ચર્ચાઓથી તેમનાં જીવનમાં કંઇક દિવ્યતાનો ભાસ કુટુમ્બી વર્ગને થતો. કુટુમ્બમાં કોઇએ ન દેખાડેલા એવા ઉચ્ચ ગુણો અને રીતભાતો તેમનામાં દેખાતા હતા.

દાન ખેરીઆત એ આ કામડીઆ કુટુમ્બનું કુલવ્રત છે; આ કુલવ્રત પાળવું એ લઘુભાઇ પોતાનાં જીવનનું એક મુખ્ય કર્તવ્ય સમજતા હતા. સ્વત્વના સંપૂર્ણ ત્યાગપૂર્વક સ્વાભાવિક સરળતાથી જ દાનધર્મ થતો. કેવળ અન્ન વસ્ત્ર કે ધન આપવું એ સંકુચિત અર્થ ઉપરાંત દાન બહોળા અર્થમાં થતું. અર્થાત્ બીજાનાં સુખ સગવડ જાળવવા, બીજાઓને રાજી રાખવા પોતાનાં સુખ સગવડ પોતાની પ્રકૃતિની પસંદગી અહંતા મમતા

પણ તેઓ એક તરફ મૂકી દેતા. ખોટ ખમતા, દ્રવ્યહાનિ તો ઠીક પણ શરીર હાનિએ કબૂલી સામાનું મન રાખવા કાળજી રાખતા, પરાર્થે સ્વાર્પણ એ તો એમનો સ્વભાવ સિદ્ધ ગુણ હતો. વ્યવહાર કુશળ બુદ્ધિ તેમની આ ટેવને ભોળાઇમાં ગણી કાઢે પણ ધર્મ શાસ્ત્રો આ ગુણને દૈવી ગુણ કહે છે. સત્કાર કે માનની ઇચ્છાથી કે દંભ અહંકારથી નહિ પણ હૃદયની કોઇ અકથ્ય સરળતાથીજ તેમને હાથે કામ થતું; જેને વણિગ્વૃત્તિ વાણીઆશાહી વૃત્તિ કહે છે તે તો તેમનામાં અંશમાત્ર ન હતી. પોતાની જાતનાં લાભ હાનિના વિચાર કરતાં સામાની જાતનાં લાભ હાનિના વિચારને જ તેઓ પ્રાધાન્ય આપતા. વખતે તો પારકાનું હિત કરવાની તત્પરતામાં પોતાની જાતને પણ ભૂલી જતા. વિદ્યા અને લક્ષ્મીનો યોગ વિરલ મનાય છે. યૌવન, લક્ષ્મી અને સ્વાતંત્ર્ય એમનો એકત્ર યોગ ગર્વ અવિવેક આદિ દુર્ગુણોનો પોષક મનાય છે, પણ લઘુભાઇને એ યૌવન, લક્ષ્મી, સ્વાતંત્ર્ય, એ સર્વેનો યોગ હતો, આડે રસ્તે ઉતરી જવાની ઘણીખરી અનુકૂળતા હતી છતાં તેમને વિદ્યા અને સદ્‌ગુણો પર પ્રીતિ હતી અને તેમનાં જીવનનું સ્વરૂપ દૈવીજ ઘડાયું; એ ઘટના ખરેજ આશ્ચર્યજનક છે.

મનુષ્ય તરીકે તેમનામાં અપૂર્ણતાના અંશો હોય એ સ્વાભાવિક છે, બુદ્ધિની કેટલીક શક્તિઓ આવડી ટૂંકી અવસ્થામાં અચેત રહી જવા પામે એ બનવા જોગ છે, વ્યવહાર પક્ષની કેટલીક સામાન્ય સમજણો તો હજી એ મેળવતાજ થયા હતા, અનુભવ પણ અતિ મર્યાદિત હતો, દુનિયાના જુદા જુદા રંગોનું સર્વ પાસનું અવલોકન તો સંપૂર્ણ કેમ જ હોઇ શકે? ટૂંકી જીંદગીમાં આવી આવી ખામીઓ રહી જવા પામે એ દેખીતુંજ છે. છતાં ઢાંક પિછોડો કરવો પડે એવી એક પણ ખામી તેમનામાં ન હતી એ તેમને ઓળખનારાઓને કહેવું પડે તેમ નથી. એ સર્વ સ્થૂલ ભૂમિકા પર જ દૃષ્ટિને ન ટેકવતાં જરા સૂક્ષ્મ ભૂમિકામાં દૃષ્ટિને ફેરવશું તો ત્યાં તેમનાં નિષ્કલંક સત્સંસ્કારોથી સમૃદ્ધ દૈવી હૃદયનું દર્શન થશે કે જેવું હૃદય એમના જેવી પરિસ્થિતિમાં ઉછરેલા અને રહેલા એમના જેવડી વયના શ્રીમન્ત કાચા જુવાનીઆમાં ભાગ્યેજ જોવામાં આવે છે. એમનું જીવન લંબાયુ હોત તો અવશ્ય આ સૂક્ષ્મ અવસ્થાના હૃદયગુણો સ્થૂલ ભૂમિકામાં વધારે ઉચ્ચ રીતે દીપી નીકળત એમ કહેવામાં લેશ પણ અતિશયોક્તિ નથી.

એમનું કુટુમ્બ જીવન બહુ સાદું અને સમાધાનકારક હતું. આત્મ-

સંયમ અને આત્માર્પણના ગુણોથી પ્રત્યેક કુટુમ્બી તેમજ જ્ઞાતિજનની પ્રીતિ સંપાદન કરી હતી. વડવાઓની પ્રતિષ્ઠા તથા પોતાની સુજનતાને લીધે લોક પ્રીતિ પણ તેમણે સારી મેળવી હતી. નબળી તબીઅત, અને તરૂણ અવસ્થાને લીધે થતો સંકોચ વગેરે કારણોને લીધે તેમણે જાહેર કામોમાં બહુ જૂજ દેખાવ આપ્યો છે એ ખરૂં પણ લોકહિતનાં કામમાં પૈસાની મદદ છૂટથી તેઓ આપતા. તેઓ મુંદરાની ખોજા જ્ઞાતિની ઇસ્માઇલી મંડળીના તેમજ શેઠ રણસીભાઇ દેવરાજ મુંદરા ઇંગ્લિશ સ્કૂલની મેનેજીંગ કમિટિના સભ્ય તરીકે ચૂંટાયા હતા.

એમનાં કુટુમ્બમાં તો તેઓ દીવા રૂપજ હતા, એમના ઉપરજ સૌની આશાઓ હતી; એમનાં વૃદ્ધાવસ્થા અને શોકથી ઘસાઇ ગએલાં માતા,બે વિધવા બહેનો, પત્ની તેમજ બાલ સંતાનો સર્વેના આધાર સ્થાન એજ એક હતા. વખારમાં તેમજ વહીવટમાં પણ એમના ઉપરજ બધો ભાર હતો પોતાની મિલ્કત અને વહીવટને મરણ અગાઉ માત્ર થોડાજ મહિના ઉપર કાયદાસર તેમણે હાથમાં લીધાં હતાં દુનિયાની રંગભૂમિ પર હજી તો આવવાજ માંડયું હતું. આ સ્થિતિમાં આવા વખતમાં તેઓ માત્ર બાવીસ વર્ષની કાચી વયે મૃત્યુના ભોગ થઇ પડયા. ખરાં જીવનમાં પ્રવેશ થતો હતો તેવામાંજ કેવળ અકૃતકૃત્યસ્થિતિમાં તેમનું આવી રીતે જવું થયું એ સંબંધી વર્ગને અસહ્ય થઇ પડે, હરિશ્ચન્દ્ર પોતાના મૃત પુત્રને ઉદ્દેશીને કહેછે તેમ તેઓ પણઃ—

**वत्स त्वं तुदुनोषिमेऽद्य हृदयं येनाङ्कशयोचितः**
**क्रूरेणाकृतकृत्य एव विधिना दष्टोऽसि दैवाहिना ॥**

પુત્ર મારા ખોળા રૂપ શય્યામાં સૂનારો તું તેને આજ કૃતકૃત્ય થયા વિના સર્પ જેવા ક્રૂર વિધિએ દંશ દીધો તેથી તારી એ સ્થિતિ મને બહુ ખૂંચે છે, એવા વાત્સલ્ય ભાવ પૂર્ણ ઉદ્દગાર કહાડે એ સ્વભાવિક છે. આ સ્થિતિ હૃદયને કેટલો બધો આઘાત કરનારી છે તેનો ખ્યાલ વાંચકેજ કરી લેવો અમારી વૃત્તિ તો રાજર્ષિ પ્રવર શ્રી ભર્તૃહરિના આ ઉદ્દગારોનું સ્મરણ કરી થંભી જાય છેઃ—

**सृजसि तावदशेष गुणाकरम्**
**पुरुषरत्न मलंकरणं भुवः ।**

**तदपि तत्क्षण भंगिकरोषिचे-**
**दहह कष्ट मपंडितता विधेः ॥**

સર્વ ગુણોના ભંડાર અને પૃથ્વીના શણગાર રૂપ પુરૂપ રત્નને સરજે છતાં તેને અલ્પાયુ-ક્ષણુભંગુર-કરે એ વિધિની અપંડિતતા ખરેજ કષ્ટ-કારક છે............

મર્હૂમ શેઠને બે પુત્ર અને એક પુત્રી છે. ઇશ્વર આ સચ્ચારિત્રશીળ પુરૂપને શાશ્વત સુખમાં રાખો અને એમના પુત્રોને એમના જેવીજ ઉદાર વૃત્તિ અને ઉજ્જવલ કીર્તિ પણ એમના કરતાં અધિક આયુષ્ય આપો એવી પ્રાર્થના છે.

નાનાલાલ વિ. દેવશંકર વૈદ્ય.

# મહાત્મા સાજન ભક્ત.

---

तज्ज्ञानं प्रशमकरं यदीन्द्रियाणां
तज्ज्ञेयं यदुपनिषत्सु निश्चितार्थम् ।
ते धन्या भुवि परमार्थ निश्चितेहाः
शेषास्तु भ्रमनिलये परिभ्रमन्ति ॥

તેજ જ્ઞાન છે કે જે ઇન્દ્રિયોને પ્રશાન્ત કરે, તેજ જાણવા યોગ્ય છે કે જેનો અર્થ ઉપનિષદોમાં નિશ્ચિત થયો છે, તેઓજ ધન્ય છે કે જેમણે પરમાર્થમાં જ ઇચ્છા રાખી છે. બીજાઓ તો ભ્રમના ખાડામાં પરિભ્રમણ કરે છે.

શ્રીમત્ શંકરાચાર્ય વિરચિત 'ધન્યાષ્ટક'

જ્ઞાન વિરાગાદિરૂપ નિવૃત્તિ ધર્મના ચુસ્ત ઉપાસકોનું જીવન બહુધા સાદું, એકાન્તપ્રિય, ઓછી ઉપાધિવાળું અને ધાંધલ વગરનું હોય છે. સામાન્ય મનુષ્યોને હોય છે તેવો નામનો, પદવીનો અધિકારનો, લોકસ્તુતિનો કે કીર્તિનો મોહ તેમને હોતોજ નથી. તેઓ નિવૃત્તિપરાયણ હોય છે એટલે કેવળ કર્મશૂન્ય હોય છે વા પરાર્થે કંઇપણ ન કરતાં કેવળ પોતામાંજ સંતુષ્ટ રહે છે એમ સમજવાનું નથી. એવા જ્ઞાની મહાત્માઓ પોતપોતાનાં પ્રારબ્ધાનુસાર જૂદા જૂદા વ્યવહાર સેવે છે. જ્ઞાનના આંજનથી એમની દૃષ્ટિ રાગદ્વેષાદિ વિકારોનાં પડળથી મુક્ત થઇને એવી તો સમીભૂત સ્વચ્છ વિશાળ અને પારદર્શી બની હોય છે કે તેમને ભેદબુદ્ધિ ન રહેતાં તેમની સર્વ પ્રવૃત્તિ હિમતથી અને પરાર્થેજ હોય છે. ફલાશા અને કર્તૃત્વ અભિમાન

તેમનામાં હોતાં નથી એટલે તેમની નિર્વાસન નિષ્કામ પ્રવૃત્તિઓનાં ગીત લોકોમાં બહુ ગાજતાં નથી; તેમનાં ચિત્તમાં જે ભાવો ચઢ ઉતર કરતા હોય છે, તેમની પ્રવૃત્તિઓમાં જે ઉંડાણુ રહ્યું હોય છે તે સર્વનું જ્ઞાન સામાન્ય લોકોને હોતું નથી; અનેક ઉપાધિઓ વચ્ચે વર્તતાં છતાં પણુ તેઓ આકાશવત્ નિર્લેપ રહી શકે છે; આવાં કારણુને લીધે એવા જ્ઞાની મહાત્માઓનાં જીવન ઉકેલવાં વખતે મુશ્કેલ થઇ પડે છે. એવાઓનાં જીવનનાં બાહ્ય અંગોની હકીકત પણુ દુષ્પ્રાપ્ય હોય છે, કેમકે તેઓ બહુ માણુસોના પરિચયમાં આવતા નથી પોતા સંબંધી કંઇપણુ વાત વિસ્તારથી જણુાવતા નથી. તેમ તેમની પ્રકૃતિ પણુ વિચિત્ર પ્રકારની—સામાન્ય જનસમૂહને માફક ન આવે તેવી હોય છે. વૃક્ષની શીતળ છાયા અને મિષ્ટ ફળનો લાભ લેવો એમાં ડહાપણુ છે અને નહિ કે તે વૃક્ષના ઇતિહાસની ખટમથલમાં પડવું તેમાં આમ માનતા હોઇ કેટલાક લોકો મહાત્માનાં જીવન સંબંધી બહુ દરકાર કરતા નથી, પણુ કેવળ તેમના ઉપદેશનો લાભ લે છે. અમુક દષ્ટિએ એ રીતિ ઠીક હશે પરંતુ જરા વિશાળ દષ્ટિએ જોતાં જીવનચરિતની અપેક્ષા પણુ ઉપદેશ જ્ઞાન જેટલીજ બલ્કે તેથી પણુ વધારે રહે છે. મહાત્મા સાજનના સંબંધમાં પણુ આમ બન્યું છે. તેમને પોતાને તો પોતાના જીવન સંબંધી જણુાવવાની વૃત્તિજ ઓછી હતી, પણુ તેમના સંબંધમાં આવનાર વર્ગ પણુ એમના જીવનને પ્રકાશમાં આણુવા માટે કંઇ પણુ કર્યું નથી, કેવળ તેમનો ઉપદેશ સંગ્રહાયો છે. એ પણુ ભાગ્યની વાત ! ! સાજનભક્તને થઇ ગયે કંઇ બહુ કાળ ગયો નથી તેમ તેમને જોયા ન હોય એવા માણુસો નથી એમ પણુ નથી છતાં એમના કાળ નિર્ણય, નિવાસસ્થાન, કેળવણી, કુટુમ્બ, વેદાન્તાનુરાગ ઇત્યાદિ વિષયો સંબંધમાં કંઇપણુ માહિતી ઘણી શોધ અને પડપૂછ કર્યા છતાં પણુ મળી શકી નથી. આ માટે જેટલી દીલગીરી બતાવીએ તેટલી થોડીજ, કેમકે આ લોક સિવાય અન્ય કંઇ નથી એમ માની કેવળ સ્વાર્થ, ઇન્દ્રિય સુખ એનેજ મનુષ્ય જન્મનું સાધ્ય સમજી તેમાંજ રચી પચી રહેલા, અનેક પ્રકારનાં અસત્ અને મિથ્યા કર્મોમાં લાગી રહેલા કર્તવ્ય અકર્તવ્યનાં જ્ઞાનથી રહિત એવો મનુષ્યોને પરાર્થ તત્પરતા સ્વાર્પણુ, ઇન્દ્રિયનિગ્રહ, મનોનિરોધ આદિનાં જીવન્ત ઉદાહરણો પૂરાં પાડવાનું એથી અટકી પડે છે, અને આ જ્ઞાની વર્ગ લેખાદિદ્વારા પોતાનો અક્ષરદેહ નિર્માણુ કરતા ન હોય તો સમસ્ત વિશ્વમાં અંધકારજ વ્યાપી રહે. ઇશ્વરી પ્રેરણા કહો, લોક સંગ્રહબુદ્ધિ કહો, નિદિધ્યાસનની એક પદ્ધતિ કહો

કે ગમે તે બીજું કોઇ પણ કારણ કહો આ વર્ગ—જેમનું સ્થૂલ જીવન અંધારાંમાંજ રહે છે તે પોતાના ઉત્તમ વિચારોને જ્ઞાન અને અનુભવને ગદ્ય વા પદ્ય રૂપે બહાર કાઢે છે અને તેથી જગતપર પ્રકાશ નાંખે છે. આજ એવાં ઘણાં બોધકપદો, વાર્તાઓ અને કથાઓ આપણે વાંચીએ છીએ, બોલીએ કે સાંભળીએ છીએ કે જેના કર્તાઓ વિષે બહુ થોડાંમાં થોડું જાણવામાં આવ્યું હોય છે. આપણામાંના બહુ લોકોનો સ્વભાવજ એવો હોય છે કે જેથી તેમનામાં ઇતિહાસ અને જીવનચરિત સંબંધી ભાગ્યેજ જિજ્ઞાસાવૃત્તિ ઉઠે છે. એટલું ખરૂં કે એ અજ્ઞાત જ્ઞાની મહાત્માઓના વિચારો જે પદ્યમાં ગુંથાએલા હોય છે તે પદ્યભાગ ઘણાઓને મોઢે હોય છે અને તેથી તેમનું જીવન કેટલેક અંશે ઉચ્ચ પણ બને છે. અર્થાત્ વૃક્ષની શીતળ છાંયા અને મિષ્ટ ફળનો લાભ તેઓ યથેચ્છ લે છે પણ તે વૃક્ષના ઇતિહાસ સંબંધમાં કેવળ અજ્ઞાન રહે છે.

મહાત્મા રાજનનાં પદોમાં જણાવવામાં આવ્યું છે તેમ એ ખોજા હતા, વેદાન્ત ઉપર તેમને બહુ ભાવ હતો. મુલજી અને દેવકરણ એમ એ ગુરૂઓ પાસેથી એ જ્ઞાનનો લાભ તેમણે લીધો હતો. ઘણે ભાગે તેઓનું વસવું મુંબઇ તરફ થએલું હોય એમ જણાય છે. એમના બાકીના જીવન વિભાગો અંધારામાં રહ્યા છે. એમનાં પદો ઉપરથી કહી શકાય કે તેઓ સાદા સરળ એકાન્તપ્રિય ચિંતનાત્મક જીવન ગાળનાર હતા છતાં વ્યવહારનું અવલોકન તેમણે સારી પેઠે કર્યું હોય એમ જણાય છે. ચાલુ જમાનાની નિંદ્ય પ્રવૃત્તિઓ, તકલાદી સુધારાઓ, બહારના ઠઠારા નીચે સંતાઇ રહેલાં દુષ્ટતા કૃપણતા, સ્વાર્થસાધક યુક્તિઓ, વિદ્યા અને લક્ષ્મીના ઝળકાટ નીચે રહેલાં વિદ્વાનો અને ધનવાનોનાં અંધ પામર જીવનઃ એ સર્વ એમની નજરથી બહાર રહેવા પામ્યાં નથી.

એમનું પોતાનું વાચન કેટલું હતું એ જાણવાનું સાધન નથી તેમ સંસ્કૃતભાષાનું જ્ઞાન તેમને કેટલું હતું એ પણ જાણી શકાય એમ નથી છતાં પુરાણ, ઉપનિષદ્, ગીતા, વેદાન્તના પ્રકરણ ગ્રંથો તેમજ અખો તથા બીજા જુના ગુજરાતી કચ્છી અને હિંદી કવિઓનાં કાવ્યો તેમણે સાંભળ્યાં કે વાંચ્યા હોય એમ જણાય છે. વેદાન્તના પારિભાષિક શબ્દો તે સાર્થ જાણે છે. કુરાન તેમજ સુરીવાદ સંબંધી પણ તેમનાં લખાણમાં સ્હેજ ઉલ્લેખ છે. આ ઉપરથી જણાય છે કે તેમની દૃષ્ટિ સંકુચિત ન હતી, વાચન શ્રવણ

પણ સમર્યાદ ન હતું. અભેદમયી વિસ્તૃત દષ્ટિથી તેમણે સ-તત્ત્વનું ઉપાસન કર્યું છે. પછી તે સત્ તત્ત્વ ગમે તે ઉપાધિમાં હોય-ઉપાધિ પ્રત્યે તેમની દષ્ટિ કે વૃત્તિ હતીજ નહિ. તેમના ધાર્મિક વિચારોનો સાર ખેંચીએ તો એટલું સમજાય છે કે વસ્તુ એક છે, ઉપાધિ અનેક છે, અને તે પણ સકારણ-હોવી જોઇએ માટે છે-એ અનેક ઉપાધિઓ પ્રત્યે ઉપેક્ષા કે સહનશીલતા રાખી તેમાં વિલસતાં એક અવિકૃત તત્ત્વનું ઉપાસન કરવું યોગ્ય છે. ઉપાધિઓની ભૂલભૂલામણીમાં ન પડતાં " જિડાં તિડાં રામ ડિસ " ' હરિ હરિ ખિલધાર ' એ ઉપદેશને અનુસરવું.

એમનાં પદોમાં કેટલેક સ્થળે સખ્ત ઠપકાના રૂપમાં આકરા શબ્દોમાં બોધ અપાયો છે, તેમ કવિતાની રમણીયતા કેટલેક સ્થળે જોવામાં આવતી નથી તો પણ એકંદર વિચાર કરતાં તેમનામાં અદ્‌ભુત કાવ્યશક્તિ જણાયા વગર રહેતી નથી. એમની કવિતા સાહિત્યની દષ્ટિએ જોતાં ખામી ભરેલી જણાય ખરી પરંતુ ભક્તિ જ્ઞાન વિરાગના ઉપદેશની દષ્ટિએ જોતાં હૃદય પર સચોટ અસર કરનારી જણાય છે, જ્ઞાનીને કવિમાં ન ગણવાની સૂચના અખો ભક્ત આપી જ ગયા છે એટલે સાજનભક્તને એ નજરે જોવાનાજ નથી.

ખોજા જ્ઞાતિમાં વેદાન્ત અનુરાગ ધીમે ધીમે વધતો જાય છે અને તેમનાં ધર્મજીવન ઉપર પણ તેની છાપ કેટલેક સ્થળે દેખાઇ આવે છે એ પણ સાજનભક્ત અને તેના પુરોગામી ખોજા જ્ઞાની ભક્તોનાં પદોનેજ આભારી છે. આવા જ્ઞાની ભક્તોનાં ચરિત્રો એકઠાં કરી પ્રસિદ્ધ કરવામાં આવે તો જનસમાજને લાભ થાય એ નિઃસંય છે.

મુંદરા,<br>કચ્છ } નાનાભાઇ વિ. દેવશંકર વૈદ્ય.

---

# સંગ્રહકર્તાની પ્રસ્તાવના.

માથાં કરતાં પાઘડી મોટી થઇ જવા જેવું જણાશે તો પણ એક એ વાત જણાવવી આવશ્યક ધારી જણાવવાનું કે આ સંગ્રહમાં સાજન બાવનીની શરૂઆતમાં વિવરણ જરા વિસ્તારથી કર્યું છે પણ પાછળથી કેટલાક એનાએ વિચારોનું પુનરાવર્તન થતું હોવાથી એ સંક્ષેપે થયું છે. પાછળનાં બીજાં કાવ્યોનું સ્પષ્ટીકરણ લખવાનો ઇરાદો હતો પણ અપેક્ષિત સંજોગોનો સુયોગ ન મળવાથી હાલ તો તેમ બની શક્યું નથી. ઇશ્વરેચ્છાએ બીજી આવૃત્તિ બહાર પાડવાનો યોગ પ્રાપ્ત થયે જરૂર જણાશે તો તે લખવા ધારણા છે.

આમાંનાં કેટલાક પદો કચ્છી ભાષામાં છે તેમજ કેટલાક વિચારો કચ્છી ભાષાની રૂઢીમાં ( Ididnoe ) દર્શાવાયા છે. કચ્છી ભાષાનાં સંપૂર્ણ જ્ઞાનના અભાવથી તેમજ એ ભાષાના ખરા ઉચ્ચાર લખી બતાવવામાં મહા મુશ્કેલી પડતી હોવાથી તથા સાજનભકતે કોઇ સ્થળે સંસ્કૃત શબ્દોને શુદ્ધ રૂપે અને કોઇ સ્થળે કચ્છી ભાષામાં તે બોલાય તે રૂપે લખેલ હોવાથી કચ્છી ભાષા જાણતી દૃષ્ટિએ ભાષા દોષ અને વિવરણમાં વિચાર દોષ જણાશે ખરા. ગુજરાતી અને હિંદી કાવ્યોની ભાષા પણ જેવી મહાત્મા સાજન ભકતે લખેલી છે તેવીજ રાખી છે. જોડણી વગેરેમાં કંઇ ફેરફાર કરેલ નથી. આવા દોષો પ્રતિ હંસવૃત્તિ રાખવાની વાચક વર્ગ પાસે નમ્ર પ્રાર્થના છે.

કચ્છ કેરાનાં ખોજા જ્ઞાતિનાં પ્રસિદ્ધ વેદાન્તાનુરાગી ભક્ત બાઇ રાજબાઇનાં શિષ્ય બાઇ રાજબાઇ પાસેથી આ સંગ્રહમાંનાં પદ્યોની મૂળ પ્રત મળેલી છે. તે માટે એમનો ઉપકાર માનવામાં આવે છે.

નાનાલાલ વિ. દેવશંકર વૈદ્ય.

# પ્રસ્તાવના.

( લેખક—તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠી. )

કોઈ પણ ગ્રંથ કોઇ પણ વાચકે વાંચતાં પહેલાં તેણે ગ્રંથનો વિષય, તેનું પ્રયોજન ( જેથી તે ગ્રંથ વાચવાનો શ્રમ લેવાથી શું ફલ મળશે તે જાણવામાં આવેછે )' પોતાનું અધિકારિત્વ ( તે ગ્રંથથી મળનારૂં ફલ પોતાને ઇષ્ટ છે કે નહિ, અને જો ઇષ્ટ હોય તો તે ગ્રંથ સમજવા પોતામાં યોગ્યતા છે કે નહિ તેનું જ્ઞાન ), અને એ ત્રણેનો પરસ્પર સંબંધ ( સંબંધ ઘટે છે કે નહિ )એ ચાર જે અનુબંધ ચતુષ્ટય એ નામથી ઓળખાય છે તે–જાણવાં આવશ્યક છે; કારણ તે ચારે સુઘટિત માલમ પડે તો તે ગ્રંથમાં કરેલી વાચન આદિ પ્રવૃત્તિ સફલ થાય છે.

એ ઉપરાંત ગ્રંથ અને તેના કર્તા વચ્ચે કર્તૃ–કર્મ સંબંધ હોવાથી તેના રચનાર વિષયે પણ થોડું ઘણું જાણવા વાચકને સ્વાભાવિક રીતિએ ઇચ્છા થાય છે, અને બહુવાર તેનું જ્ઞાન તે કૃતિ સારી રીતિએ સમજવામાં સહાયક થાય છે.

પ્રકૃત નાની કૃતિઓના સુયોગ્ય સંગ્રાહક વિદ્વાન્ નાનાલાલ વિ૦ દેવશંકર વૈદ્યે આ આકાંક્ષાઓમાંની કેટલીએકને તૃપ્ત કરવા શ્રમ લીધો છે. તેઓએ, આરંભમાં આના કર્તા સાજન ( સજ્જન ) ભક્ત, તથા તેના પ્રકાશનમાં મૂલ કારણભૂત શેઠ લલ્લુભાઈ અબ્દુલ્લાનાં જીવનચરિતો એ સાથે સંયોજ્યાં છે.

રા. નાનાલાલે એ ઉભય ચરિતો સુંદરરીતિએ આલેખ્યાં છે' શેઠ લધુ ભાઈના જીવનમાં અનેક અનુકરણીય વ્યાવહારિક બોધપ્રસંગો છે. સાજનઃ ભક્તનું વિશેષ ચરિત ઉપલબ્ધ ન થવાથી, લેખકે, મહાત્માઓના જીવન-પ્રસંગોના જ્ઞાનની ઉપયોગિતા સંબંધમાં મનનીય વિચારો પ્રકાશ્યા છે; અને સાજનભક્તના જે સ્વાનુભવ પૂર્વક સ્વાભાવિક ઉદ્દગારો (કવિતા) તેનું લક્ષ્ય યોગ્ય રીતિએ સમજાવ્યું છે. એ ઉભય ચરિત્રોમાં પ્રકટિત વિચારોની સુંદરતા તથા યાથાતથ્યથી ( સત્યતાથી ), કોઈ પણ વાચકે તે વાચવા જેવાં છે.

રા. નાનાલાલે આ ગ્રંથગત પદોનો સંગ્રહ કરવાનું તેમજ તેને પ્રકટ કરી સજીવ રાખવાનું સ્તુત્ય કાર્ય કર્યું છે, એટલું જ નહિ પણ, કોઈ કોઈ સ્થલે અર્થ પ્રકાશક ટિપ્પણ પણ આપ્યું છે.

વસ્તુતઃ આવા ગ્રંથોનો આ સ્વાદ વાચક પૂર્ણપણે પામે તે સારૂ વિસ્તૃત વ્યાખ્યાની અપેક્ષા રહે છે. વળી આ ગ્રંથનો લગભગ અર્ધ ભાગ વાચક વર્ગના મોટા ભાગને અપરિચિત ' કચ્છી ભાષા ' માં છે, તે સંપૂર્ણ અર્થોની અપેક્ષા રાખે છે, જે વિના તે ભાષાના અનભિજ્ઞ વાચકોથી તે ભાગનો લાભ લેવાઈ શકાય તેમ નથી. તેવા શબ્દોનો કોશ પણ કંઇક અંશે સહાયક થાત. આશા છે કે આ અપૂર્ણતાઓ ભવિષ્યની આવૃત્તિઓમાં દૂર થશે. × × ×

જેમ અનુબંધોનું જ્ઞાન વાચક અને વાચનીય ( ગ્રંથ ) ની સફલતા સારૂ ગ્રંથમાં આવશ્યક છે, તેમ તેને સંબંધ ધરાવનારા કેટલાએક આનુષંગિક અંશો હોય છે, જેની પણ સ્વાભાવિક રીતિએ જિજ્ઞાસા થાય છે, અથવા જેનું જ્ઞાન તે ગ્રંથ વાચનમાં ઉપકારક, રસપ્રદ, કે બોધક થાય છે. તેવા કેટલાક વિષયોનો પ્રસંગ સંગતિથી અત્ર સંક્ષેપમાં ઉલ્લેખ કરવો પ્રાપ્ત થાય છે. × × ×

પ્રકૃત ગ્રંથ જેને સંગ્રહ કર્તાએ ' પ્રબોધરત્ન ' એ નામ આપ્યું છે, તે ' એક ખોજા મહાત્માનાં કચ્છીઆદિ ત્રણ ભાષાઓમાં રચાયલાં શાંત રસમય પ્રબોધક લઘુ કાવ્યોનો સંગ્રહ છે.'

## ( ખોજા. )

" ખોજા " એ નામથી પ્રસિદ્ધ એક મુસલમાની જ્ઞાતિ છે, જેનાં મુખ્ય મૂલનિવાસસ્થાન કાઠિયાવાડ, કચ્છ, સિંધ આદિ છે.

જેમ બ્રાહ્મણ અને વૈશ્ય વર્ણોના ઉપભેદો મુખ્યત્વે નિવાસસ્થાનના ભેદથી થયા છે અને ક્ષત્રિયોના ભિન્ન ભિન્ન વંશ સ્થાપકોથી થયા છે, તેમ મુસલમાન આદિ વિદેશીય જાતિઓમાં ઉપભેદો કે જાતિઓ એક જ ધર્મના ઉપસિદ્ધાંતોના ભેદથી તથા તેથી જન્ય ( ક્રિયા ) વિધિના ભેદથી થઈ જણાયછે.

" ખોજા વૃત્તાંત " અને " ખોજા કોમનો ઇતિહાસ એ બે ગુજરાતી ગ્રંથોમાં તેઓની ઉત્પત્તિ આદિ સંબંધમાં પ્રચલિત અથવા પ્રસિદ્ધ કથાઓ, અને તેમનું ધર્મસ્વરૂપ વગેરે વર્ણવેલાં છે. તે અનુસાર આમ તર્ક કરી શકાયછે.

પૂર્વે, કેટલાએક ધર્માભિમાનીઓ સ્વધર્મની વૃદ્ધિ કરવાના હેતુથી પરધર્મીઓને 'દાન' ( લોભ ) કે 'દંડ' ( બલ ) ના પ્રયોગથી સ્વધર્મ ત્યજાવી, પોતાનો ધર્મ સ્વીકારાવતા ( વટલાવતા ) કાલક્રમે કેટલાએક મુસલમાન ધર્મ ગુરુઓએ ( પીરોએ ) તે પ્રયોગોને બદલે સામ નીતિનો પ્રયોગ આદર્યો; જેનું મુખ્ય સ્વરૂપ–શાકત આદિ સામાન્ય વર્ગના હિંદુઓના તથા મુસલમાન ધર્મોએ ઉભયમાંથી કેટલાએક જ્ઞાન સંબંધી અંશો તથા કેટલીએક ક્રિયાઓનું મિશ્રણ અને તેના ઉપદેશથી હિંદુઓને મુસલમાન ધર્મમાં આકર્ષવા—એ હતું.

એ સામ પ્રયોગોનો આરંભ આશરે ૮૦૦ વર્ષ પૂર્વે કાશ્મીર, પંજાબ, અને સિંધના દેશોમાં થયો જણાય છે. અને ત્યારપછી આશરે ૩૦૦ વર્ષે તે પીર સદરૂદીને તે કચ્છ કાઠિયાવાડમાં કર્યો જણાય છે. તેઓએ હિંદુઓ ને તેઓની કેટલીએક જ્ઞાન-ક્રિયા પોતાના ધર્મમાં પણ હોવાનું બતાવી ખેંચ્યા. એમ નવીન ધર્મમોહથી જે હિંદુઓનું મુસલમાન ધર્મીઓમાં પરિવર્તન થયું તેઓ " ખોજા" નામથી પ્રસિદ્ધ થયા. એ નામ "ખોજવું" એટલે શોધવું ( આત્માને કે ઇશ્વરના તત્ત્વને ) એ ઉપરથી પડયું હોય.

એમ * આ પરિવર્તન પામનારા પુરૂષો મૂલે શ્રદ્ધાલુ હોવાથી તથા એ પરિવર્તનમાં મુખ્ય બીજ જ્ઞાન હોવાથી, આ ખોજાજ્ઞાતિમાં અપર તેવી જાતિઓ કરતાં વિશેષે કરી ધર્મ તથા આત્મજ્ઞાનની ભાવનાઓ અદ્યાપિ

---

* એવીજ રીતે એક પ્રાણુનાથ નામે પુરુષે ( આશરે સંવત્ ૧૭૦૦ ) હિંદુ અને મુસમાનોના મતોનું મિશ્રણ કરી બુંદેલખંડમાં ધામીઓનો પંથ ચલાવ્યો હતો, અને હાલ તે 'ધામીઓની' એક જુદીજ જાતિ થઇ છે.

રક્ષિત રહેલી જણાય છે. તેથી એ જ્ઞાતિના બહુ લોકો તેમના જ્ઞાનસિદ્ધાંતો તુલ્ય વિચારવાળા અખા ભક્ત આદિના ગ્રંથો તથા વેદાંતના ગ્રંથોનું પરિશીલન કરતા જણાયા છે.

ગુજરાતીમાં પ્રથમ યોગવાસિષ્ઠના ઉત્પત્તિ પ્રકરણનું ભાષાંતર પ્રકટ કરનાર.........નામે ખોજાગૃહસ્થજ હતા, અને વેદાંતના હીંદી વિચાર સાગર આદિ પ્રસિદ્ધ ગ્રંથોના પ્રથમ પ્રકાશક પણ શરીફભાઇ સાલેહમહંમદ ખોજા ગૃહસ્થજ હતા; અને નીતિ–વૈરાગ્ય–શાંતિમય પ્રસ્તુત કાવ્યસંગ્રહના કર્તા પણ તેજ જ્ઞાતિના છે.

## ( મહાત્મા. )

'મહાત્મા' શબ્દ, મહાન્ એટલે મોટો છે 'આત્મા' જેનો તે 'મહાત્મા' એ પ્રકારે સમાસ થવાથી સમસ્ત પદ છે. 'આત્મા' શબ્દના શરીર, સ્વભાવ, અંતઃકરણ, ધૈર્ય, બુદ્ધિ, પોતાને અધિન, તથા બ્રહ્મ એમ સાત જુદા જુદા અર્થ થાય છે. અને તેથી કેટલાએક હાલમાં કેટલાએક કોઇ 'દૃઢ ધૈર્યવાન્', કિંવા 'ઉદાર અંતઃકરણવાન્', 'તીવ્રબુદ્ધિવાળા,' કે સૌમ્ય સ્વભાવ વાળા હોય, તો તેનો પણ પરિચય એ 'મહાત્મા' પદથી કરાવે છે. પરંતુ એ સર્વ અર્થો જે એકમાં અંતર્ગત થાય છે, તેવા વાસ્તવિક "મહાત્મા" તો તે છે, જેઓએ જગત્‌નું વાસ્તવિક મિથ્યાસ્વરૂપ જાણી સત્યસ્વરૂપ આત્મા તથા બ્રહ્મને ખોજી (શોધી) જાણ્યા છે, તથા તેના એક્ય જ્ઞાનથી 'સર્વાત્મભાવ'ને પામ્યા છે.

એથી એ પર (મુખ્ય) અર્થને સાર્થક કરનારા વિરલ 'મહાત્મા' અને હાલના કેવલ એકાદ અપર ( ગૌણ ) અર્થને સાર્થક કરવાથી કહેવાતા 'મહાત્માઓ' મધ્યે, સમાન સંજ્ઞા હોવા છતાં મહત્ અંતર ( મોટું છેટું ) છે, એ સ્પષ્ટ જ છે.

સાજન ભક્તની કેટલીએક કવિતા સ્પષ્ટ દર્શાવે છે કે તેઓ યથાર્થ મહાત્મા હતા, અને તેથી તેઓની કૃતિઓ તેના વાચકો અને શ્રોતાઓના અંતઃકરણોમાં તેઓના અધિકાર અનુસાર પ્રકાશ પાડવા સમર્થ છે. × × ×

## ( કચ્છી ભાષા )

જ્યાં સુધી ભારતની ભૂમિ ઉપર મુસલમાન રાજાઓનું આધિપત્ય ન હતું ત્યાં સુધી લોક પ્રચલિત ભાષાઓનું સ્વરૂપ "અપભ્રષ્ટ" હતું પરંતુ તેઓની સ્થિરતા પછી અપભ્રષ્ટ ભાષાઓ રાજભાષાથી સંકીર્ણ ( સંકર દોષવાળી ) થવા માંડી, અને કેટલીએક નવી પણ સંકીર્ણ ભાષાઓ ઉત્પન્ન થઈ. તેમાંની એક કચ્છી ભાષા છે. તેમાં સિંધી, હિંદી તથા ગુજરાતી ભાષાઓના શબ્દો તથા વ્યાકરણનું મિશ્રણ થઈ ગયું છે.

આરંભમાં કચ્છી ભાષા એ દેશભાષા વા લોકભાષા હતી, અને લેખભાષા ન હતી; તો પણ અનુકરણ ન્યાયથી તેમાં પણ સાહિત્યનો પ્રાદુર્ભાવ થવા માંડ્યો, અને આરંભમાં ઇતરભાષાઓમાં છે તેમ પદ્ય લખાવા માંડયું. એ ભાષામાં એમ સાહિત્યના આરંભનો કાલ ભવિષ્યમાં વિશેષે નિશ્ચિત થાય, પરંતુ સાહિત્ય પ્રદેશમાં હાલ જેટલું જણાયું છે તે અનુસાર આસરે સવાસો વર્ષ ઉપર કચ્છના ઓસવાળ વાણીઆ સાધુ કૃષ્ણદાસે વૈરાગ્યનીતિનાં છત્રીસ મનોહર કવિત કચ્છી ભાષામાં રચ્યાં હતાં. તે ગુજરાતી અર્થસહિત સં. ૧૯૨૫ માં ઠ૦ લીલાધર હરિદાસે છપાવ્યાં હતાં; ત્યાર પછી અર્ધ શતકે આ બીજી કચ્છી કવિતા પ્રસિદ્ધ થાય છે.

આ ગ્રંથો ભાષાઓના અભ્યાસીઓને ઉપયોગી થશે.

હીંદી ભાષા અનેક કારણોથી પૂર્વે પણ હિંદુસ્તાનના ઉત્તરાર્ધમાં વ્યાપક ભાષા મનાતી અને લોકોમાં તેનું જ્ઞાન અને તેના ઉપર પ્રેમ હતાં, તેથી ઘણા ગુર્જર કવિઓ—અખો, સામળભટ્ટ, દયારામ આદિઓએ થોડી ઘણી કવિતા તે ભાષામાં પણ રચી છે; અને મુસલમાન વર્ગને તો તે ભાષા સુલભ હોય છે. એમાંના કોઇ કારણથી સાજનભક્તે હીંદી ભાષામાં પણ કવિતા રચી છે. વળી કચ્છમાં અમુક ઉચ્ચ વર્ગોમાં તથા કેટલાએક સામાન્ય વ્યવહારમાં ગુજરાતી ભાષા પણ પ્રવર્તે છે, તેથી તે ભાષામાં પણ થોડી કવિતા લખી જણાય છે એમ સાજનભક્તના સ્વદેશના ઉચ્ચનીચ સર્વ વર્ગોને તે તે પરિચિત ભાષાદ્વારા તેમની કૃતિઓમાંથી લાભ મળી શકે તેમ છે. × × ×

## ( શાંતરસ અને કાવ્યત્વ. )

પ્રકૃત ગ્રંથની સજાતીય કવિતા ‘ પદ્યબંધ ’ જ કહેવાય કે ‘ કાવ્ય ’ કહેવાય એ સંબંધમાં વિવાદ પ્રચલિત જ છે તેમાં, જેમ અન્યત્ર છે તેમ, કેટલેક અંશે વાદકર્તાઓનું અજ્ઞાન પણ એક કારણ છે. આતો પ્રસિદ્ધ છે કે જેમાં માત્ર કથનીય વસ્તુ, અલંકારાદિ વિના વાચ્યાર્થક શબ્દોથી કવિતા માં કહેવાય છે, તે “ પદ્યબંધ ” છે; પણ જેમાંનું વસ્તુ ભાવ-વિભાવ-અલંકારાદિથી વર્ધિત-ભૂષિત હોય છે, તે ‘ કાવ્ય ’ કહેવાય છે. એમ હોતાં, ભાવ વિભાવાદિની વિલક્ષણતાથી ‘ શાન્ત ’ એ નવમો રસ સ્વીકારાયો છે. તેમાં ‘શમ’ એ સ્થાયી ભાવ.છે. એ કસોટીથી અખાભક્તની કૃતિઓનો અમુક ભાગ ‘ પદ્યબંધ ’ જ છે, ત્યારે તેનાં કેટલાંએક પદો ‘કાવ્ય’ ગુણ વાળાં છે. તેવીજ રીતિએ દયારામનાં ભક્તિ-વૈરાગ્યનાં પદોમાં ‘શમ’ ભાવ આદિ હોવાથી તે ‘કાવ્ય’ જ છે. એ ન્યાયે પ્રકૃત સંગ્રહની પણ કેટલીએક કવિતામાં ‘કાવ્યત્વ’ જણાશે; અને વિશેષમાં આ પ્રકારની કવિતાઓનું કાવ્યત્વ જ્યારે તે ગવાય છે ત્યારે શ્રોતાઓના રોમાંચ, હર્ષ, એકાગ્રતા આદિ અનુભાવોથી નિઃસંદિગ્ધ સિદ્ધ થાય છે. × × ×

## ( પ્રબોધ માર્ગ. )

વ્યાવહારિક પદાર્થો વિષયક જ્ઞાન એ બોધ છે. સતતત્ત્વનું જ્ઞાન એ પ્રબોધ છે. તે જ્ઞાન પામવાના, એક પ્રકારે, બે માર્ગ છે. એક વિચાર અને બીજો પ્રેમભક્તિ પ્રથમ માર્ગ ઉત્તમ અધિકારીઓનો છે, અને તે માર્ગે તેઓ સાક્ષાત્ નિર્ગુણ બ્રહ્મને જાણી કૃતકૃત્ય થાય છે.

બીજો માર્ગ મધ્યમ અધિકારીઓનો છે. વસ્તુમાં જે પ્રેમ હોય છે, તે પ્રેમ વિશેષતા કે પરિપાકને પામતાં ભક્તિરૂપ થાય છે, એ વ્યવહારમાં સર્વને દૃષ્ટ અને અનુભૂત છે. એથી મધ્યમ અધિકારીઓનાં ઇન્દ્રિયો તથા મનને આસક્ત કરનાર જે લૌકિક પ્રેમસ્થાન હોય, તેમાં તેઓની આસક્તિ ક્રમે કરી ક્ષીણ કરી નષ્ટ કરાવવા, સર્વોત્કૃષ્ટ ફલાર્પક અલૌકિક ઇશ્વર-એ પ્રેમસ્થાન ગુરૂઓથી બોધાય છે. એ ઇશ્વર પ્રાયઃ સર્વ મતોમાં સગુણ મનાયો છે. પરંતુ મુસલમાન ધર્મીઓમાં માત્ર સુફીમતાવલંબીઓ, તથા હિંદુ ધર્મીઓમાં માત્ર કેવલાદ્વૈતવાદી શાંકર વેદાંતીઓ નિર્ગુણ બ્રહ્મને પરમતત્ત્વ માને છે. તે પરમ પદને પામવા પ્રેમભક્તિ એક સરલ સાધન છે. તેથી

સુફીમતાનુયાયીઓએ "ઇશ્કે મિજાજી" ના (શૃંગારરસના) બાહ્ય રૂપની સહાયતાથી મુમુક્ષુઓને "ઇશ્કે હકીકી" (સગુણની પ્રેમભક્તિમાં) લેઇ જઇ, નિર્ગુણ સાથે અદ્વૈતત્વનો (એકતાનો) બોધ કરવાનો માર્ગ સ્વીકાર્યો છે. કૃષ્ણમાં પ્રેમ ભક્તિનો ઉપદેશ એ પ્રકારનો જ છે.

વેદાંતીઓએ વિચારદ્વારા વૈરાગ્યાદિ ઉત્પન્ન કરી તેજ પરમપદ પામવા પ્રણાલિકા બાંધી છે.

પ્રકૃત ગ્રંથમાં આ બીજો માર્ગ અનુસરાયો છે,

## (ઉપસંહાર.)

પ્રસિદ્ધ છે કે લેખનો વિષય એકજ હોય તો પણ લેખકોના તારતમ્યથી તે તે વિષયબોધક લેખોમાં ગુણભેદ રહે છે, તેમ વાચકોના તારતમ્યથી તે લેખોની ગ્રાહતામાં ભેદ રહે છે.

તે જ ન્યાયે, પ્રકૃત ગ્રંથપ્રતિ તે એક ખોજા મહાત્માથી ગ્રથિત હોવાથી સ્વકુલાભિમાનથી ખોજા ગૃહસ્થો, તેમજ ભાષાભિમાનથી કચ્છી ગૃહસ્થો, ભાષા અને વસ્તુની સરલતા તેમજ તેના સંગીતતાના ગુણથી ઇતર સામાન્ય જનો પણ, આકર્ષાઇ તેને વિચારવાથી યથાસંભવ લાભ મેળવશે એમ આશાછે.

તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠી.



# પ્રબોધ રત્ન.



## મંગલાચરણ.

### દોહા.

શ્રી ગુરૂપદ વંદન કરૌં, ચરણ નમાવૌં શીશ;
બાલબુદ્ધિ હૌં બોલવે, ઇચ્છૌં કરૂણા ઈશ ૧

નામ માત્ર સાજન વલી, મિથ્યા કલ્પિત જોય;
અસ્તિ ભાતિ પ્રિય આતમા, સર્વ પ્રકાશક સોય. ૨

સર્વ મહાત્મા પુરૂષકોં, વંદત હૌં કર જોરી;
મેં બાલક મતિહીન પર, કીજૈ કરૂણા તોરી. ૩

વાંકે ચૂંકે વચન પર, હાસ્ય ન કીજો સંત;
તોતડ બોલન બાળકે સુની પિતા હર ખંત. ૪



# સાજનબાવની.*



### મનહર છંદ.

તોજો મુંજો કરે કરે પાપઘડા ભરે ભરે
કડે કીં ન વેંતો ઠરે માનખો તો હારીએ;
કૂડી તાં હી આયે કાયા તે મેં તો લગાયે માયા
જેડીતાં બિપોરે છાયા, વિચારી ન ન્યારીએં;
કાલ જડે વેંધો ખણી તડે તોજો કેર ધણી
હીરો છડે કચમણી કુલાતો ઉપાડીએ?
સાજન સમજ શઠ હેડો ત ન કીજે હઠ
ખોટા મિડે ધરમઠ હરિ ન સંભારીએ; ! ૧

---

* વિવેક, વિરાગ, જ્ઞાન, ઇશ્વિર સ્વરૂપ, તત્ત્વોપદેશ અને પ્રાકૃત-વ્યવહાર ઇત્યાદિ વિષયો ઉપર સાજનભક્તે કચ્છી ભાષામાં બાવન મનહર છંદ લખેલા છે તે સાજન બાવનીને નામે પ્રસિદ્ધ છે.

૧ સર્વ પાપ દુઃખ અને તેનાં મૂલ રૂપ અજ્ઞાનને હરનાર-હરિ-ઇશ્વર એજ સત્ય છે અને સંસારના તમામ પદાર્થો મિથ્યા છે-બપોરની છાયા જેવા ક્ષણિક છે. એ મિથ્યા પદાર્થોમાં આસક્તિ રાખી મારૂં તારૂં કરવામાં અને માઠાં પરિણામ લાવનાર પાપકર્મો કરવાંજ જીવન ગાળી નાંખવું એ ઠીક નથી. જે સ્થળે હીરા મળી શકે એમ છે તે સ્થળે આવીને માત્ર બહારના ચળકાટથી લોભાઇ જઇ કાચ એકઠા કરવામાં ગુંથાઇ રહેવું એ મૂર્ખાઇજ છે. મોત આવે છે ત્યારે અહિંની કોઇ પણ વસ્તુ સહાય થતી નથી. કર્યાં કર્મ સાથે આવે છે. પાપકર્મની નહિ પણ પુણ્યકર્મની કમાણીની મદદથી તારી સદ્દગતિ થશે માટે ખરી વસ્તુસ્થિતિ સમજ અને મમતા, મોહ, ખોટો આગ્રહ અને પાપકર્મોને તજી દઇ સત્ય સ્વરૂપ પરમાત્માનું સ્મરણ કર. મન બુદ્ધિને તેમાં જોડ.

